# NESSERWANJEE MANOCKJEE PETIT CHARITY FUND

## BOMBAY.

[illegible] DAY SOUVENIR

TO

PUPILS AND EX-PUPILS

OF THE

# JAMSETJEE NESSERWANJEE PETIT

# PARSEE ORPHANAGE

# THE

# JAMSETJEE NESSERWANJEE PETIT PARSI ORPHANAGE

## BOMBAY.

**( FOUNDED 1888. )**




**10th March, 1930.**

[*103rd Anniversary of the Birth of the Founder, the late Sheth Nesserwanjee Manockjee Petit.*]

**Popular Talks on Religion, &c. with some Orphanage Songs.**

BY

**H. D. M.,**

*Secretary.*

# જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઑર્ફનેજ.

## ધર્મ, ક્રિયા, જશન, વિગેરે વિષે વાતચીત.

અને

ઑર્ફનેજના થોડાંક ગાયણો.

'નશરવાનજી-ડે.'

(તા૦ ૧૦ મી માર્ચ ૧૯૩૦.)

(ઑર્ફનેજના સ્થાપક મર્હુમ શેઠ નશરવાનજી માનેકજી પીટીટના ૧૦૩ મા જન્મ દીનનો વારસીક મોહોત્સવ.)

એનું દીધેલું જ્ઞાન-દાન ચીતને ચોપડે કેમ ભુસાય ?

એના વિધવિધ ધર્મધામ એની કિર્તી કેમ ન ગાય ?



તન, મન કે ધનથી જન-સેવા જે જન બજાવે,

તે નોશેરવાન સમ અમ્મર બની, મોહોત ઉપર પણ ફાવે.



શેઠ નસરવાનજી માણેકજી પીતીત

| જનમ્યા | ઑર્ફનેજ સ્થાપી | સ્વર્ગવાસ થયા |
|---|---|---|
| તા૦ ૧૦-૩-૧૮૨૭ | તા૦ ૧-૧૦-૧૮૮૮ | તા૦ ૨૧-૧૧-૧૮૯૧ |

# સાંકળ્યું.









હજારાન સલામો હજારાન સના
જે બા બાદ બર જાન શાહે અસફીઆ.

અશોઇવાળાઓના પાદશાહ ઉપર હમારી તરફથી હજારો સલામ તથા હજારો વખાણ હોજો ।

( પંદનામે મુલ્લાં ફીરોઝ. )

# એક બોલ.

---

તા૦ ૧૦ મી માર્ચ ૧૯૨૭, એટલે ઑર્ફનેજના સ્થાપક મરહૂમ શેઠ નસરવાનજી માનેકજી પીટીટના જન્મ દીનની સદીનો દીવસ 'નશરવાનજી–ડે' તરીકે ઉજવાવી, તે દીવસે આવો કોઇક લેખ બહાર પાડવા મનની મુરાદ હતી; પણ બીજી ત્રીજી જંજાલ અને નડતલોએ તે મુરાદ પાર પડવા દીધી નહી. ખેર.

પછી તા૦ ૨૫ મી મે ૧૯૨૯ ના મુબારક રોજે લેખો સાથનું એક સચીત્ર બ્લૉટીંગ–પૅડ તમો માટે પ્રગત કરવાની નેમ ઑર્ફનેજ તેમજ તેના સ્થાપક અને તેમના કુટુંબ તરફ માન, ચાહ, અહેશાન અને ઇમાનદારીની લાગણી અને સદગુણ તમારામાં ખીલવી, તે જારી રાખવાની હતી; અને આજથી દર સાલ "નશરવાનજી–ડે" ઉજવાવવાની નેમ પણ તેજ છે એટલુંજ નહી, પણ તેથી જયાદા છે.

એ વધારાની નેમ એવી છે કે હાલના અને આગલા ચેલાઓ, શીક્ષકો, કારોબારીઓ, વિગેરે એ મુબારક દીને એક મેલાવડામાં મલે, ખાતાંની ઐકયતા વધે, બને એટલા વધુ લોક ખાતાના ભલામાં ભાગ લેતા બને, વિચારોની આપ–લે થતી રહે, **વખતને બરના સુધારા–વધારા ખાતામાં ચાલુ થતાજ રહે, કે જેથી ખાતું લાંબા કાળ સુધી તાજું અને તાજુંજ તેમજ નવું અને નવુંજ રહી, કોમની મોટામાં મોટી સંખ્યાને વધતામાં વધતો લાભ આપી શકે.**

આ કામ મારા જેવા કોઇપણ એકલડોકલ **આદમીનું** નથી. એકલડોકલ માણસ ગામ નહી જાય તોપણ મરી તો જાઅયજ; એટલે 'Old Boy's Club' જેવી **કોઇ સંસ્થાનું** આ કામ છે, કે જે સંસ્થાની કમીટી ઘટતા રજીસ્તરો રાખે, સાલ દરમ્યાન પોતાની મીતીંગો ભરે, આવા મેલાવડા કરે, અને જેના મેમ્બરો પોતાની સૅનત્રલ કમીતી મારફત અકેકને ખબરો અને મદદ આપી, **બહાર પડતા નવા છોકરા અને બેકાર બનેલા જુના શીષ્યોને ચાકરી ધંધે લગાડવાનું કામ પણ કરે.**

આ પરોપકારી ખાતાંની બલીહારીથી સ્વતંત્ર અને સુખી થયલા સેંકડો આગલા ચેલાઓની ખાતાં અને તેના સ્થાપક તરફ ફરજ છે કે આવી એક સંસ્થામાં જોડાઇ, તેના કામમાં ભાગ લેવા માટે પોતાના તેમજ પોતા સાથ શીખેલા બીજાઓના નામઠામ અત્રે તાકીદે મોકલી આપે.

H. D. M.

જ. ન. પીટીટ પારસી ઑર્ફનેજ,

લાલ–બાગ, પરેલ.

મુંબઈ, તા૦ ૧૦ મી માર્ચ ૧૯૩૦.

# NE OBLIVISCARIS.

# અરપણ

મર્હૂમ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટની પવીત્ર યાદને.

## અરપણ

કેળવણી અને સાહીત્ય માટેના તેમના જુસ્સાને.

## અરપણ

તેમની સાદાઇ અને સાલેસાઇને.

### અરપણ

તેમની કવીતા મારફત જાહેર થતી તેમના મનની જાહોજલાલીને,
તેમની માણુસાઇને, કુદરત માટેના તેમના પ્યારને,
તેમની આસ્થા અને આશાને,
અને તેમની ખુદાસેનાશીને.

#### અરપણ

તેમની યાદને અરપણ કરેલી આ હમારી ઓર્ફનેજને.

H. D. M.



શેઠ જમશેદજી નસરવાનજી પીતીત

જનમ્યા :— સ્વર્ગવાસી થયા:—

તા૦ ૨૪-૧-૧૮૫૬ તા૦ ૧૮-૩-૧૮૮૮

# નશરવાનજી માણેકજી પીટીટ ચેરીતી ફંદ.

[ સરનશીન,—સર દીનશાહ પીટીટ, બેરોનેત. ]

---

૧. જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઑરફનેજ.

૨. નશરવાનજી માણેકજી પીટીટ ગરીબ દિવાના જરથોસ્તીઓને મદદ આપવાનું ફંદ.

૩. દીનબાઇ નશરવાનજી પીટીટ ગરીબ જરથોસ્તીઓ માટેની ચેહલીઓ.

૪. આંવાંબાઇ ફરામજી પીટીટ ગરીબ જરથોસ્તીઓ માટેની ચેહલીઓ.

૫. નશરવાનજી માણેકજી પીટીટ બીમપોર સેનીતોરીયમ.

૬. જમશેદજી નશરવાનજી પીટીટ બોરડી સેનીતોરીયમ.

૭. હમાબાઇ માણેકજી પીટીટ વિધવા-આશ્રમ.

૮. નશરવાનજી માણેકજી પીટીટ વિધવા-આશ્રમ.

૯. નશરવાનજી માણેકજી પીટીટ પુના હૉલ તથા દરેહમેહર.

અને

૩૧ ફીરકુલ ખાતાંઓ.

## ફંડનો કુલ વહીવત :—

આશરે રૂ. એક કરોડ ( સ્થાવર મીલકતો સુધાં ).

## ટ્રસ્તીઓની બોર્ડ :

સર દીનશાહ માણેકજી પીટીટ, બૅરોનૅત (સરનશીન),

સર જમશેદજી જીજીભાઇ, બૅરોનૅત,

ડૉ. સર તેમુલજી ભીખાજી નરીમાન, નાઇત,

શમ્સ-ઉલ-ઓલ્મા ડૉ. જીવનજી જમશેદજી મોદી, સી. આઇ. ઇ., બી. એ., પી.એચ.ડી., એફ. આર. એ. એસ.,

ઑ. સર ફીરોઝ ખરશેદજી શેઠના, બી. એ., ઓ. બી. ઇ., નાઇટ,

શેઠ બેહરામજી નવરોજજી ગામડયા, બી. એ.

## ઑર્ફનેજની સબ-કમીતી :

સર દીનશાહ માણેકજી પીટીટ, બૅરોનૅત, (સરનશીન),

ડૉ. ધનજીભાઇ રૂસ્તમજી વાડીઆ,

શેઠ મેહરવાનજી મનચેરજી કામા,

શમ્સ-ઉલ-ઓલ્મા ડૉ. જીવનજી જમશેદજી મોદી, સી. આઇ. ઇ., બી. એ., પી.એચ.ડી., એફ. આર. એ. એસ.,

ડૉ. હોરમસજી જેહાંગીર ભાભા, એમ. એ., એલ.એલ. ડી.,

શેઠ સોરાબજી કાવસજી પીટીટ,

ડૉ. રતનશાહ ટેહમુલજી નરીમાન, એમ. ડી.,

શેઠ માણેકજી દીનશાહ પીટીટ,

શેઠ કેકોબાદ બેરામજી મરઝબાન, બી.એ., જે.પી.

## ફંડની કારોબારી-કમીટી.

સર દીનશાહ માણેકજી પીટીટ, બૅરોનેત, (સરનશીન),

સર જમશેદજી જીજીભાઇ, બૅરોનેત,

ડૉ. સર તેમુલજી ભીખાજી નરીમાન, નાઇત,

શમ્સ-ઉલ-ઓલ્મા ડૉ જીવનજી જમશેદજી મોદી, સી. આઇ. ઇ., બી. એ., પી.એચ.ડી., એફ. આર. એ. એસ.,

ઓ. સર ફીરોઝ ખરશેદજી શેઠના, બી. એ., ઓ. બી. ઇ., નાઇત,

શેઠ બેરામજી નવરોજી ગામડયા, બી. એ.,

શેઠ મેહરવાનજી મનચેરજી કામા, બી. એ.,

ડૉ૦ જેહાંગીર જમશેદજી ખરશેદજી,

ડૉ૦ ધનજીભાઇ રૂસ્તમજી વાડીઆ,

શેઠ જેહાંગીર ડોસાભાઇ ફરામજી, બૅરીસ્તર-ઍત-લૉ,

શેઠ હીરાજી કાવસજી કોલાહ, બી. એ., એલ. એલ. બી., સોલીસીતર,

ડૉ૦ હોરમસજી જેહાંગીર ભાભા, એમ. એ., એલ. એલ. ડી.,

શેઠ સોરાબજી એદલજી વારદન,

શેઠ સોરાબજી કાવસજી પીટીટ,

ડૉ૦ રતનશાહ તેહમુલજી નરીમાન, ઍમ. ડી.,

શેઠ માણેકજી દીનશાહ પીટીટ,

શેઠ જેહાંગીર બહમનજી પીટીટ,

સર બેહરામજી જીજીભાઇ, નાઇત,

શેઠ કેકોબાદ બેરાંમજી મરઝબાન, બી. એ., જે. પી.

સેક્રેતરી:-

મી૦ હીરજીભાઈ દાદાભાઇ મુલ્લાં.



## બાજુમાં આપેલા હમારાં ચીન્હ અને મુદ્રા લેખની સમજ.

૧. અનુભવ માટેની સફરે નીકલેલો આત્મા, (રોઆન), હાડમંદ હાલતે, (માણુસરૂપ), દુન્યાઇ દરીઆમાં આવે છે.

૨. તે વખતની હોડીમાં બેઠેલો છે, કે જે ઉપર સુખ અને ફતેહનો (બેહેસ્તના રાજ્યનો) વાવટો ઉડી રહયો છે.

૩. જે રસ્તો કપાય, તેની ઉપર તેની પીઠ છે.

૪. પોતાના ડાબા હાથમાં સોંપાયલા કરણીના હલેસાં મારતાં મારતાં, દુન્યાના દરીઆમાં થઇને તેને હમેશગીના (જરવાને અકરનેના), માહાસાગરમાં દાખલ થવાનું છે.

૫. એ મહાસાગર તરફ જવા માટે દુન્યાઇ દરીયામાં માર્ગ માત્ર એકજ છે. અને તે અષોઇનો માર્ગ છે. બીજા બધા માર્ગો ખોટા છે.

૬. જાતી અક્કલ અને આસપાસની કુદરતની રચના પોતાની હોડીને અષોઇના આ માર્ગ ઉપર રાખવા માણુસને શરૂઆતથીજ સુચવે છે; પણ પોતાની અક્કલના કમ-ઉપ્યોગ, નકલ, દેખાદેખી વિગેરે સબબોને લીધે, ઘણીકવાર આ કુદરતી આજ્ઞાને બાજુ મેલી, અને ધીમે ધીમે બીલકુલ ભુલી જઈ, લોભ, હવસ વિગેરેથી તે લલચાય છે; અને હોડીને પેલા ખોટા માર્ગ ઉપર લઇ જાય છે.

૭. આવી વખતે ખરાબી થતી અટકાવવા, તેના જમણા હાથમાં ફરજે, (દીન, ધર્મ), નું જે સુકાન છે, તેની મદદથી તે ખરા માર્ગ ઉપર "પટેટ" કરી શકે છે યાને "પાછો ફરી" શકે છે. ("પટેટ", એટલે "પાછા ફરવું.")

૮. પણ એ સુકાનનો પણ પુરો ઉપ્યોગ તે જ્યારે કરતો નથી, ત્યારે પેલા ખોટા માર્ગોમાંના ખડકો આસપાસ ફેરા ખાયા કરવાના વમલમાં તે પડે છે, અને પુષ્કલ સફર છતાં, પોતાના ઘર તરફ આગલ નહી વધતાં, તે જ્યાંનો ત્યાંજ ગોતાં માર્યા કરે છે; એટલુંજ નહી, પણ સુકાન (ધર્મ, ફરજ) નો ખોટો ઉપ્યોગ કરી અથવા તેની બીલકુલ પરવાહજ ન કરી, તે જો હોડીને ખડક સાથ અઠડાવી મેલે છે, તો તેને પાછી તરતી કરી તે ઉપર વાવટો ફરી ઉડતો કરવા માટે ભારે મુશીબત અને હેરાનગતીમાં તે પડે છે.

૯. એ મુશીબત તે તેનું દોજખ; ઉપર કહેલા પેલા ખરાબીના ખડકો આસપાસના ફોકટ ફેરા, તે તેનું હમેસ્તગીઆન; પેલા એકજ ખરા માર્ગ ઉપર દોરવાવું તે તેનું સતરપાયા બેહેસ્ત; અને એજ અષોઇને માર્ગે પેલા હમેશગીના માહાસાગરમાં દાખલ થવું તે તેનું ગરોથમાન બેહેશ્ત!

૧૦. આથી દીન શીખવે છે કે, "**અશેમવોહુ વહીશ્તેમ અસ્તી**" યાને અષોઇ બક્ષેસ સર્વોત્તમ છે— Purity is the Highest Good—યાને તન મનની પવીત્રાઇની જાળવણી, અને તે આસપાસની બીજી પેદાયશ (Elements) ની પવીત્રાઇની જાલવણી તે સૌથી મોટામાં મોટી દોલત અને સુખ છે—ધર્મ છે.

૧૧. એ "અષેમ" માણુસની જીંદગીનો પાયો છે. તેને તમારો મુદ્રા લેખ બનાવો.

H. D. M.

# હમારી સહવારની બંદગી.

## [ "ઍસેમબ્લી પેરેડ" ઉપર ગાવાની.]

(" અશેમ વોહૂ" ના કલામ ઉપરથી.)

## OUR OPENING HYMN.

"Home, Sweet Home"—એ રાહ.

અશોઇ[1] ના સરદાર અષો[1] અહૂર,[2] તારી યાદ
સાથ આરંભીયે આજ હમારાં રોજના કામકાજ.
અશોઇજ પર રચવા, તમામ એ કામોનો આધાર
મદદ હમને દેજે, જગતના માહા દયાળુ બાપ.

અષ,[1] અષ, સર્વોત્તમ અષ,
અષ હરકામમાં બક્ષ,
અષ હમને હરદમ બક્ષ.

તનને અશો રાખી, નીરોગી બનવા બુદ્ધી આપ;
મનની અશોઇમાંથીજ સઉ સુખ પ્રાપ્ત કરવા શીખાડ.[3]
તન મનના અષથીજ આત્મા ખીલશે આપો આપ;
વૃદ્ધી જગમાં કરી, તને પોંહોંચવા થશે તૈયાર.
—અષ, અષ, સર્વોત્તમ અષ. (કોરસ)

H. D. M.

---

૧. અશોઇ અથવા અષ એટલે પવીત્રાઇ (purity); અષો એટલે પવીત્ર.

જરથોસ્તી ધર્મનો પાયો એ "અશોઇ" ઉપર રચાયલો છે, અને તેથીજ શરીરને સ્વચ્છ અને આરોગ્ય રાખવા, ચીત્તને પ્રમાણીકપણે રોજની ફર્જ ઉપર રોકેલું રાખી જેટલાં બને એટલાં વધુ લોકોને (આપણા પોતાનાં સુધાં) જેટલું બને એટલું વધુ સુખ મળે એવાં કામો પાછળ પુર મહેનત કરવા, હવા, પાણી, આતશ, જમીન, ઝાડપાન ઇત્યાદી કુદરતની બક્ષીસોને હમેશ પવીત્ર રાખી આપણી પોતાની અને બીજી તમામ જાનદાર ચીજોની આરોગ્યતા અને સુખને નુકસાન નહી પુગાડવા વિગેરે વિગેરે બાબતોમાં સમજણ અને ફરમાન આપેલાં છે. વધુ સમજણ માટે જુઓ આપણા મુદ્રાલેખનો ખોલાસો.

૨. અહૂર એટલે ઇશ્વર.

૩. કારણ, ફક્ત એ રીતે મળતું સુખજ કાયમ સુધી ટકી શકે છે; અને બીજી કોઇપણ રીતે મળતું સુખ જહાજે વખત ટકતું નથી.

" Religion ! What treasure untold,
" Resides in that heavenly word !
" More precious than silver and gold,
" Or all that this earth can afford ".

William Cowper.

# ધર્મ, ક્રિયા, જશન, વિગેરે વિષે થોડીક વાતચીત.

## 'નશરવાનજી-ડે' જશન.

### તા૦ ૧૦મી માર્ચ ૧૯૩૦.

### ભાગ ૧ લો :—ધર્મ.

યઝદાંની યાદ અને યઝદાં પનાહ માટેની હમારી રોજની ગાયનરૂપી બંદગી પછી, અશોઇ યાને પવીત્રાઇ (purity) ની લડત ચલાવવા માટે હમારી કમ્મર કુસ્તીથી તંગ કરી, જે ધર્મ-ક્રિયા હાલ કરી બતાવી છે, તેની ટુંક સમજુત હમણાં અત્રે આપવામાં આવશે; પણ આજની ધર્મ-ક્રિયાની એવી સમજુત અપાય તે પહેલાં ધર્મ પોતે શું ચીજ છે તે, અને ત્યાર પછી ક્રિયા સાથે ધર્મનો સંબંધ શું છે તે દર્શાવવાની અગત છે.

ધર્મ એટલે ફર્ઝ-ઇનસાનની પોતાના કિરતાર તર્ફની અને તેની પેદાએશ તર્ફની જે ફર્ઝ છે—અને જે ફર્ઝ બજાવ્યાથી બીજાઓનેજ નહિ પણ તેને પોતાને પણ સુખ પ્રાપ્ત થાય છે—તે ફર્ઝને ધર્મ કહે છે.

ઇનસાન આ દુનિઆમાં જન્મ લે છે, ત્યારે તે એક તદન અજાણી વાતાવરણમાં મેલાય છે, અને પરમુલકમાં એકાએક જઇ પુગેલા કોઇ પરદેશી જેવી તેની હાલત દુનીઆમાં થઇ પડે છે, માટે સુખી અને ફતેહમંદ થવા માટે ઇનસાને આ દુનીઆમાં કેવી રીતે વર્તવું તે તેને શિખાડવાની અગત છે. આ શિક્ષણ માણસના જન્મથીજ કિરતાર તેને આસપાસની કુદરત અને જાતીઅક્કલ માર્ફત આપે છે; એટલે દરેક માણસનો અસલ, એકજ અને ખરેખરો ધર્મ-ગુરૂ તો ખુદાજ છે; અને તે દાદારની કુદરત તે તેના ધર્મ શિક્ષણની વિશાળ નિશાળ છે. કુદરતનાં કાનુનોને અનુસરીને ચાલવું એ ધર્મ છે; પોતાના તનની જતન કરી તેને હરદમ આરોગ્ય રાખવું એ ધર્મ છે; પોતાના મનને અકુદરતી વિચારોથી નિરાળું રાખી પોતાનું અને ભાઇ-બંધ ઇનસાન, તેમજ પશુપક્ષી સુદ્ધાની

૧. જશનની ક્રિયામાં સુચવાતા બોધનો ખ્યાલ કરો.

બીજી પએદાયશનું સુખ અને એટલું વધારવું, એ ધર્મ છે; હવા, પાણી, ગરમી, રેશની, જમીન અને ઝાડપાન જે દાદારે અમુક માણસના નહિ પણ **સાર્વજનીક** ઉપયેગ માટે બનાવેલાં, તે સાર્વજનીક બક્ષિસોનો બગાડ ન કરવો એ ધર્મ છે; અને જાતી વર્તણુ એવી રીતનું રાખી પછીજ છેલ્લે સર્વ નિયામતો માટે તેના બક્ષનાર દાદારની ગમે એવી ટુંકી પણ ખરા દિલની અને **સમજીને** બંદગી કરવી, સ્તુતી કરવી, કીરતન કરવું, **જશન** કરવું, એ પણ ધર્મજ છે.

ઉપર દર્શાવેલો સર્વ ધર્મ એજ ઇનસાનનો ખુદા તર્ફથી હરરોજ અને હરપળ શિખવાતો ધર્મ છે; અને એ ધર્મની વધતી ઓછી અક્કલ ઇનસાનને જન્મથીજ હોય છે. પણ ટુંક દૃષ્ટિ, પોતાની અક્કલના કમ-ઉપયોગ; નકલ અને દેખાદેખીના સબબોને લીધે માણસો ઘણીકવાર આ કુદરતી આજ્ઞાને બાજુ મેલી અને ધીમે ધીમે બિલકુલ ભુલી જઇ, લોભ, હવશ વિગેરેથી લલચાય છે, અને આયન્દે પોતે દુઃખી થઈ દુનીઆનું સુખ ઓછું કરે છે. જ્યારે માણસનો મોટો ભાગ આવી રીતે અકુદ્રતી વલણ એખ્ત્યાર કરવા લલચાય છે, ત્યારે તેઓને તેમ કરતાં વાળી અસલ કુદરતી રાહ ઉપર પાછા લાવવાને એક મહાન પએગામ્બર બહાર પડે છે, અને ખુદાનો ખરેખરો પએગામ લોકોને સમજાવે છે.

આવો પએગામ આપણે માટે લાવનાર અશો જરથોસ્ત પએગામ્બર છે, કે જેઓએ દુનીઆમાં સુખી અને ફતેહમંદ થઈ તેની વૃદ્ધિ કરવાનો ખરો માર્ગ આપણને બતાવ્યો છે. અશો જરથોસ્તે આમ ખુલ્લા કરી બતાવેલા માગ ઉપર ચાલવું એ આપણો ધર્મ યાને ફર્ઝ છે, અને ઉપર કહ્યું તે ઉપરથી તમો જોશો કે એ ધર્મ સમજવો અને પાળવો એ દરએક સાધારણ માણસની શક્તિની તદન હદમાં છે. "દીન બાલ કરતાંને બારીક છે, અને તેથી તે પાળવી ઘણી ઘણીજ મુશકેલ છે," એવું બોલવું આપણા ઉમદા ધર્મની તારીફ નહી પણ બદગોઇ ગાવા બરાબર છે, કારણ એ ઉપરથી તો એવું અનુમાન થાય કે દુન્યાના સર્વ માણસોના ફાયદા અને સુખ માટે અશો જરથોસ્ત જે પએગામ લાવેલા, તે તે બધાંને સમજાવી, તેઓ માટે આ અને આવતી જેહાનના સુખ મેળવી આપી શકવામાં તેવણ સાહેબ નીષફળ નીવડયા! પણ ખરી વાત તો એમ છે કે પોતાનો પએગામ દુન્યાને સમજાવવામાં અશો જરથોસ્ત પુરેપુરા ફતેહમંદ નીવડયા છે; અને તેનો સઉથી સરસ પુરાવો આજ છે કે દેશ અને કાળના ચક્રો અગરજો તેવણની દીન ઉપરથી ફરી ગયાં છે, છતાં તે હજી સાબીત રહી છે.

---

**૨. અષો જરથોસ્તના વિચાર, વચન અને કામનો અભ્યાસ કરો.**



## બાઇ દીનબાઈ નશરવાનજી પીતીત

**જન્મ તા૦ ૧૨-૭-૧૮૩૦** **મરણ તા૦ ૨-૯-૧૮૯૮**

જેવણે લાખો રૂપ્યાની બીજી બક્ષીશો ઑર્ફનેજને કર્યા ઉપ્રાંત ઑર્ફનેજમાં ધર્મજ્ઞાન અને ક્રિયાકામ માટે નાદર રકમો આપેલી છે. ઑર્ફનેજમાં "યોઝદાથ્રેગીરી" કલાસ અને દાદગાહ એવણને નામે નિભે છે.

કોઇ પણ જાતની કેળવણીની આયન્દેહ નેમ ફકત એક અને એકજ છે, અને તે એજ છે કે પોતાના કિરતાર અને પોતા ખુદ્દાની તેની પેદાએશ તર્ફે આ દુનીઆમાં કેમ વર્તવાની માણસની ફર્ઝ યાને ધર્મ છે તે તેને શિખાડવું, કે જેથી કરી પોતે સુખી થઇ જગતમાં સુખની તે વૃદ્ધિ કરે.

આજ કારણસર અમારા આ મુદ્દાલેખ ઉપર રચાયલા, તન, મન, આત્મા અને આસપાસની કુદરતની સ્વચ્છતાના, અને આરોગ્યતાના નીયમોને અમો ભારે અગત્યતા આપ્યે છીએ.

ચોપડીઓ વાંચવી અને પરીક્ષાઓ પસાર કરવી એ કેળવણી નથી, પણ કેળવણી મેળવવાના માર્ગોમાંનો માત્ર એક માર્ગ છે. જો એક ઇનસાનને તેની ફર્ઝ (એટલે ધર્મ) નું જ્ઞાન મળ્યું ન હોય તો તે વગર તેણે સંપાદન કરેલો હુન્નર કે વિધ્યા કે દોલત કે સત્તા નકામા છે એટલુંજ નહિ પણ વાંદરાના હાથમાં પિસ્તોલ મિસાળે તે દુનીઆના સુખને માટે અને ખુદાની કુદરતને માટે જોખમ ભરેલા છે.

આથીજ સુધરેલા મુલ્કોની નિશાળોમાં ધર્મજ્ઞાનને સઉથી વધુ અગત્યતા આપવામાં આવે છે, અને સ્કુલનો હેડમાસ્તર પોતે એક કેળવાએલો ધર્મ-ગુરૂ હોય છે.

---

## ભાગ ૨ જો:—ક્રિયા.

ધર્મ એટલે શું તેની ટુંક સમજણ પછી હવે ક્રિયા એટલે શું, અને તેને ધર્મ સાથે શું સંબંધ છે તે તપાસ્યે.

ક્રિયા એટલે **કામ.** એક અથવા વધુ ઇંદ્રિઓથી અનુભવી શકાય એવા **કામને** ક્રિયા કહે છે. ધર્મ સાથે ક્રિયા જોડવાનો મુખ્ય હેતુ એ છે કે ધર્મ એક અનદિઠ વિષય હોવાથી, તેની સાથે જોડાયલા બોધ તેમજ ખુદા અને ખુદરત વિષેના ઉમદા ખ્યાલો માણસોના ઘણા મોટા ભાગ માટે વિચારવા મુશ્કેલ થઇ પડે છે, તેથી તેઓને દેખીતા વિષયોથી બને એટલા સહેલ અને વિચારી શકાય એવા કરવા. ક્રીયા દેખીતી અને ઇંદ્રિઓથી અનુભવી શકાય એવી હોવાથી, તેઓ મારફતે ખ્યાલ કરી બોધ લેવાનું

સહેલ થઇ પડે છે. ક્રિયા **સારથી** વાત સમજાવે છે, તથા બોધ દે છે; અને તેમાં વપરાતી નિશાનીઓ અને ચિન્હો ( signs and symbols) ને લીધે તેઓ માણસોના મગજ ઉપર ઇંદ્રિઓ વાટે બને એટલો ઉંડો છાપ બેસાડી શકે છે. વળી ઇંદ્રિઓ, એ મગજ શક્તિમાં પેવશ થવાના જુદા જુદા દરવાજા હોવાથી, ક્રિયા વિચાર-શક્તિને ખિલવે છે—inspire કરે છે;—**અને ખુદાને મળવાનો એકલો માર્ગ યોગ્ય અને સાચ્ચો વિચારજ છે.** હાલની ક્રિયાથી વિચાર-શક્તિ જુદે જુદે દરવાજે કેમ inspire થઇ તે તપાસ્યે:—

પહેલાં તો ક્રિયા કરવા આગમજ હમારાં તન અંગોલથી પાક કરવાથી Sense of Touch એટલે લાગન-શક્તિ માર્ફત.

બીજું તો મોટે સાદના અને એક સરખે અવાજના અત્રે થયલાં ગાયન અને બંદગીથી કાનની સાંભળવાની શક્તિ માર્ફત.

ત્રીજું તો હમારા આ એક સરખા સફેદ પોશાક, સારી રીતે બિછાવેલી આ મેજ, આ આતશ, પાણી, ફળ ફલાદી વિગેરેની હાજરી, ગોઠવણ અને દેખાવથી આપણી જોવાની ઇંદ્રિ માર્ફત.

ચોથું તો આતશ ઉપર બળતી આ સુગંધી વસ્તુઓને લીધે સુંઘવાની શક્તિ માર્ફત, અને

પાંચમું તો આ દરૂન, ફળ ફલાદી, સરબત, દુધ, પાણી, વિગેરેની ચાશની કરવાથી સ્વાદની લાગણી માર્ફત.

આવી રીતે ઇંદ્રિઓ માર્ફતે ક્રિયા માણસોના મનને inspire કરે છે તે ઉપરાંત બીજી બે રીતે પણ તે તેમ કરે છે:—

પહેલું તો અત્રે રજુ થએલી જુદી જુદી ચીજો અને કરેલી નિશાનીઓ જુદા જુદા ખ્યાલો ઉત્પન્ન કરતી હોવાથી ખુદ વિચારશક્તિ માર્ફત, અને

બીજું અને સઉથી શ્રેષ્ઠ તો જે બંદગી મોઢેથી ગાઇને તથા બોલીને થઇ તેમાં સુચવેલા ખ્યાલોને લીધે જાતી-અક્કલ માર્ફત. અત્રે કહેવાની ઘણી અગત છે કે આ છેલ્લા કારણને લીધે સમજ્યા વગર કરેલી બંદગી કે ક્રિયા જોઇએ એવી કાર્યસાધક થઇ પડતી નથી, તેમજ જોઇએ એવું સાબુત યકીન સ્થાપી શક્તિ નથી.

---

૪. **આગલ આપેલા તમારા ચીન્હ અને મહાલેખ (Crest & Motto) નો અભ્યાસ કરો.**



**બાઇ આવાંબાઈ ફરામજી પીતીત**

જન્મઃ—તા૦ ૨૦-૧૨-૧૮૫૨ મરણઃ—તા૦ ૮-૧૦-૧૯૦૭

જેવણે બીજી પુષ્કળ બક્ષેશો ઑર્ફનેજને કર્યાં ઉપ્રાંત, ઑર્ફનેજમાં ધર્મ-ક્રિયા માટે નાણાંની મોટી રકમ આપી છે

આ સઘળાં ઉપરથી આપણે જોઈએ છીએ કે **ક્રિયા એ કાંઈ ધર્મ નથી, પણ ધર્મ સમજવા માટેની એક ઉત્તમ યોજના છે;** અને તેથીજ કરીને ક્રિયાને જયાં અઘટિત વજન આપી **તેનેજ** ધર્મ તરીકે ઠોકી બેસાડવામાં આવે છે, ત્યાં બિલકુલ જુઠા ખર્ચોને, અને બહારના ડોલ દેખાવને, અને મૂર્તિપુજાને અને ધુતમઘાતમને જન્મ મળે છે; ત્યાં ધર્મ ઉપરની આસ્થા અને ઇશ્વર ઉપરનું યકીન ઓછાં થાય છે; અને ત્યાંજ અધર્મીપણાં અને આખર પાપ અને નાસતિકપણાંનો પાયો નખાય છે.

વળી આ સઘળાં ઉપરથી આપણે જે બીજી મોટી ચીજ જોઇએ છીએ, તે આ છે કે ગુજરેલાં પાછળ થતી કોઇ પણ ક્રિયા આપણા **જીવતાના** ફાયદા, અને આ તેમજ આવતી જેહાંનનાં આપણાં પોતાનાં સુખને માટે પણ છે. આ ક્રિયાઓ ઉપરથી બોધ લઇ **જીવતાંઓએ ચેતીને ચાલવાનું છે;** કારણ આપણાં ધર્મપુસ્તકોમાં ખુલ્લું જણાવ્યું છે તેમ, માણસ ગુજરી જવા પછી તે પોતાની કરણી મુજબનોજ બદલો પામે છે, અને તેની પાછળ કરવામાં આવતી ક્રિયાઓની મતલબ, **"જેવાં બી વાવે તેવોજ પાક થાય", એવો ખુદાનો અચલ નિયમ તોડવાની નહિ, પણ તે નિયમ ફરી ફરીથી ખરો ઠેડવવાની છે.**

વળી ગુજરેલાંઓની યાદ આપણ જીવતાંઓ આટલા વહાલથી કર્યે છીએ, તેજ આપણાંમાં ખુદાનો ડર અને નિતિ ઉત્પન્ન કરવા માટે પુરતી છે. આપણી યાદથી જોકે તેઓના રૂહોની હાલત ફરી શકતી નથી, તોપણ તેઓના રૂહ તેઓ તર્ફની આવી આપણી ભક્તિ જોઇ ખુશી થાયછે, અને આપણને એવી યાદના બદલામાં આશીર્વાદ દેછે, એવી આપણી માન્યતા આપણા મનને શાંત અને આશાવંત બનાવે છે.

---

## ભાગ ૩ જો:—જશન.

ધર્મ એટલે શું અને ધર્મ-ક્રિયા એટલે શું તે આપણે જોઈ ગયા. હવે હાલ જે અમુક ધર્મ-ક્રિયા થઇ છે તેની વિગતમાં ટુંકમાં ઉતરીશ.

આજની ક્રિયાને જશન કહે છે. એવાં જશનો યોગ્ય ફેરફાર સાથે ઘામબારોના હિંગામે, એક નામના રોજ અને મહિનાના દિવસોએ, ફર્વરદેગાન, નઓરૂઝ, ખોર્દાદ સાલ, દીસો વિ. ટાંકણા ઉપર, અને એવા બીજા **સાધારણ** વાર્ષિક અવસરોએ, મોબેદ સાહેબો ઑફ્રીનેજમાં કરે છે; અને આજના ખાસ અવસરે તે છોકરાઓએ કરી બતાવ્યું છે.

---

જશન એટલે સ્તુતી. હરિએ આપણને કરેલી બક્ષિસો માટે તેનું કિર્તન કરવું એ હરિ–કિર્તનનું નામ જશન. જે બંદગીઓ થઇ છે તેના ગુજરાતી–ઇંગ્રેજી વિગેરે તરજુમાઓ પ્રગટ થયલા હોવાથી તેમાં સુચવાયલા ખ્યાલોની લંબાણ વિગતમાં હું ઉતરીશ નહી, પણ હું યાદ આપીશ કે આજનું જશન છ ભાગોનું બનેલું છે.

પહેલાં હમો ચાર જને જોતીનો ભાગ ભજવી જશનનો દિબાચો માંડયો, અને તેમાં તમામ અશો ફરોહર એટલે દાદાર અહુરમજદ, તેની શક્તિઓ અને ઇનસાન સુધ્ધાં તેની કુલ પવિત્ર પએદાએશને યાદ કર્યા. આવી યાદને આફ્રીનગાનનો દિબાચો કહે છે.

ત્યાર બાદ બીજું, અમારા જોરીદારો જેઓએ રાથ્વી તરીકે અત્રે કામ કર્યું છે, તેઓ સાથે હમોએ દાદારની હજુર હમારા આ મકાનના અને હમારા પોતાના સંબંધમાં દુઆ ગુજારી. એ દુઆને દહમાનનું આફ્રીનગાન કહે છે. અનો કાંઇક સાર પાછળ આવતાં ગાયણોમાં "**મકાનો ઉપર દુવા**" ના મથાળાં હેથળ આપેલો છે.

પછી ત્રીજું, દાદારની હજુર આપણા શહેનશાહ માટે ખાસ જુદી દુવા ગુજારી, જે દુવાને દરેક આફ્રીનગાનનો છેવટનો કરદો કહે છે. એનો ઇંગ્રેજી તરજુમો Zoroastrian Anthem ના મથાળા હેથલ પાછળ આવતાં ગાયણોમાં આપેલો છે.

પછી ચોથું, "હુમતનામ, હુખ્તનામ, હુવર્ષ્તનામ" બોલોથી શરૂ થતી બે વાર ભણાતી બંદગી કરી, ગુજરી ગયેલાં તથા હૈયાત અશો માણસોની ખાસ યાદ અને વખાણ કર્યાં.

પછી પાંચમું, અહુનવર તથા અષેમના કલામો ફરીફરીથી ગાઇ, **દાદારની ચોમેરની હકુમત કબુલ રાખી, અશો માણસોને તેના તરફથી મળતી ગેબી મદદની યાદ કરી.**

અને છેવટે છઠ્ઠું, દાદારની હજુર આજની ક્રિયા કરાવનાર અંજુમન માટે દુવા ગુજારી કે તેના નરો આપણા કેટલાક ન્યાગાનો જેવા નામાંકિત થાય. એ છેલ્લી દુવાને બુઝોર્ગોના નામ સાથની આફ્રીન કહેછે.

ક્રિયા દરમ્યાન આ આતશ, તેની ગરમી, તેની રોશની, તેનાથી સ્વછતા અને ખુશબો પામેલી આ હવા, આ પાણી અને ધરતી માતા ઉપર થયલી આ ફળ ફલાદિ, એ સર્વ દાદારની મૂળ પેદાએશોની (elements) ની એટલે હવા, રોશની, ગરમી, જમીન, અને

**પાણીની યાદ આપણુને આપે છે; અને મૂળતત્વો પવિત્રાઇ અને સુખ વધારનારાં સાધનો હોવાથી, તેઓની બરદાસ્ત કરવા આપણુને સુચવે છે. એજ કારણુસર આ હમારા મુદ્રાલેખ સાથે એ સર્વ તત્વો બતાંવેલાં છે.**

વળી એ તત્વો યાદ આપે છે કે હવા, પાણી, રોશની, ગરમી, જમીન, ઝાડપાન જેવી **જીંદગીની મોટામાં મોટી હાજતો પરમેશ્વર બધાંનેજ પુરી પાડી, પોતાનો ઇનસાફ અને અપક્ષપાતપણું પુરવાર કરે છે.** એ બક્ષીસોના સદઉપયોગથી સુખ, અને બદઉપયોગથી દુઃખ ઉત્પન્ન થવાનો ખુદાનો અચલ કાયદો તેનો ઇન્સાફ ઓર પણ વધુ જોરથી પુરવાર કરે છે. બક્ષિસોના સાર્વજનીકપણાની એ યાદ આપણુને આપણી ગમે એવી હાલતથી સંતોષિ અને દાદારના આભારી થતાં શિખાડે છે. કુદરતની અપાર બલિહારી ફક્ત નિહાળીનેજ, અને ઉપર કહેલી બક્ષિસોનો પુર સદઉપયોગ કરીને, જે સુખ અને ખુશાલી કોઇપણ ઇનસાન મેળવી શકે છે, તેવું સુખ કે ખુશાલી ગમે એટલી પદવી કે દોલત કે સત્તાથી મેળવવું તદનજ અશક્ય છે. કુદરતને એમ ફક્ત નિહાળીનેજ એક પછી બીજો અને બીજા પછી ત્રીજો એમ અપાર આનંદ પોતામાં પેદા કરવાનું દરેક આદમીના પોતાના હાથમાં છે.

ચકચકિત તારાના જુમખેજુમખા, પુનમનો શાંત ચાંદ, ઉગતો કે આથમતો સૂર્ય, ઉછલતો દર્યો, ગરગર વહી જતાં નદી નાળાં, ખુશ્બોદાર બામદાદ, ખેતરો, ડુંગરો, લિલોત્રી, વિગેરે નિહાળવાની તેમજ મનને હંમેશ ખુશાળ રાખવાની કોઇપણ આદમીને કુદરત તરફની મનાઇ નથી. છોકરાઓને અવાર નવાર દુરની જોવાજોગ જગ્યાઓ ઉપર અને સહવારના પહોરમાં મંજલ કે મુસાફરીએ લઇ જવાના સ્કુલ એકસકરશનસ (school excursions) નો આ એક હેતુ છે.

ક્રિયા દરમ્યાન વપડાયલું આ દુધ, કુદરતમાં પ્રાણી પેદાએશની ખાસ જુદી યાદ આપી નિર્દોષતા સુચવે છે.

આ ફુલો સુચવેછે કે મોડે કે વહેલે રૂહ તનમાંથી નિકળી જશે, પણ તેના કામોનો પમરાત તેઓની વધતી ઓછી ભલાઇ મુજબ ટુંકો કે લાંબો વખત સુધી આ જેહાનમાં રહી જશે. **અશો જરથોસ્ત પએગામબરને થઇ ગયાને હજારો વર્ષ વીતી ગયાં અને હજારો વીતશે, તોપણ તેઓના કામનો પમરાત ચાલુ છે અને રહેશે તેનું કારણ તે કામની ગંજાવર મોટાઈ અને ઉપયોગીપણું છે.**

---

૯. આસ્થા અને આશાના સેતારા સદા ચમકતાજ રહે છે.

ફળોમાં આ દાડમને આપણા લોકો ખાસ અગત્યતા આપેછે, કારણ તેના આ રકમબંધ દાણા, કુદરતની સંખ્યાબંધ અને ઉપરાસાપરી માયાભરી બક્ષિસો અને ટકો સુચવેછે. આપણું પોતાનું શરીર પણ એવાજ નિયમ પર રચાયલું છે. વળી દાડમને અગત્યતા આપવાનું બીજું કારણ એ છે જે તેનું ઝાડ હંમેશ લીલું રહીને કુદરતની ચાલુ ( uninterrupted ) રહેમદીલી સુચવે છે.

આ ખજુરકોપરાંને પણ ખાસ અગત્ય આપીએ કારણ ખજુરી, નારીએલી, માહાર, તાડ વિગેરે જેવાં ઉંચાં ઝાહાડોને પવન જેમ વધુ હલાવે તેમ નબળાં પડવાને બદલે તેઓ ઉલટાં જબરાં બને છે, તેજ મિસાલ અશો માણસ પર કસોટી કે નિંદાનો ધુજારો જેમ વધુ થાય છે તેમ તે પોતાના નિયમોમાં નબલો પડવાને બદલે બાતીનમાં તે ઉલટો વધારે દ્રઢ બને છે:—

## કસોટી.

તોફાન દરમ્યાન ઉંચા તાડો
લાગેછ તમને નમતા;—
એ નમતા નથી કોઇનેજ, જાણો;
જાયછ ઉંડાણ જડ પકડતા !

## નિંદા.

નિંદાથી સત્યના સરનો
બાળ નથી વળવાનો;
નિંદાથી નિરદોશના સતનો
જય જયાદાજ વધવાનો.

———

નિંદા નિરદોશની કરવામાં
ભવ નહી ખોશો;
ગેતી બાદ મિનોઇ ફરવામાં
જાર જાર રોશો.

---

૮. તમારૂં રોજનું કામ બેધડક કર્યા જવું એ તમારો ધર્મ છે.



## શેઠ ફરામજી દીનશાજી પીતીત

જન્મઃ—તા૦ ૧૯-૧-૧૮૪૮      મરણ—તા. ૮-૮-૧૮૯૫

એઓએ પોતાની હૈયાતી દરમ્યાન ઑર્ફ઼નેજને નાણાંની મદદ કરી હતીઃ અને જવાન વયે નિપજેલાં એઓના મરણ પછી એઓનાં વારસોએ એમની યાદમાં ધર્મ-ક્રિયા વિગેરે માટે ઑર્ફ઼નેજને મોટી બક્ષીશો કરી છે.

આ સઘળું અત્રે વપડાએલી વસ્તુઓ શું સુચવેછે તે વિષે કહ્યું. હવે અત્રે ક્રિયા દરમ્યાન થયલી નિશાનીઓ શું સુચવી શકે તે કહીશ.

જશનના ત્રીજા ભાગમાં, એટલે શહેનશાહ વિષે દુઆ ગુજારતી વખતે જે નિશાનીઓ થયલી, તે આ કુલો મારફત થયલી. દરએક જોતીએ બધાં કુલોમાંથી પહેલાં બે કુલો ચુંટી કહાડી, તેઓને આ રવેશે પાસે પાસે ગોઠવી રાખી, શહેનશાહ માટે પ્રાર્થના કરતાં તે બંને ઉંચકી, જમણી બાજુનું પોતાના હાથમાં રાખી, ડાબી બાજુનું પોતાના સાંમેવલા સાથીને આપ્યું, અને આખા કરદા દરમ્યાન બંને જણાઓએ હાથ ઉંચો રાખી તે એકમેકને બતાવ્યા, તે સર્વની મતલબ પાદશાહની દેખીતી હકુમત મારફતે દાદારની આણદીઠ, પણ હદ વગરની અને બંને જેહાંનની હકુમતનો ખ્યાલ આપવાની છે. હાં આપણને યથા અહુવઈર્યો નો કલામ યાદ આવે છે.

બીજા છ કુલો ચુંટી કાઢી, તેમાંના ત્રણ આ રવેશે અકેકની ઉપર ચઢ ઉતર સીડી બનાવી જમણા હાથ ઉપર, અને બાકીના ત્રણ ડાબા હાથ ઉપર ગોઠવ્યાં; અને પછી "હુમતનામ, હુખ્તનામ, હુવરશ્તનામ" બોલોથી શરૂ થતી અશોઇની સીફતવાળી બંદગી બે વખત ગાતાં તે કુલો બંને વાર જે રવેશે વાપડયાં તે સર્વ નિશાનીઓ, ઇનસાન આ જેહાનમાં એક તરફથી જન્મ રૂપે આપે છે અને બીજી તર્ફથી મરણરૂપે પાછો જાય છે, તેનો ખ્યાલ આપે છે. એ ક્રિયા બતાવે છે કે, "**માર્ગ માત્ર એકજ છે. અને તે અશોઇનો માર્ગ છે. બીજા બધા ખોટા માર્ગ છે.**" વળી હાં આપણને અષેમવોહુનો કલામ, **અને અષ વિષેનું અમારૂં શરૂઆતનું ગાયણ યાદ આવે છે.**

આ પછી "યથા" "અષેમ"ના કલામો ગાતાં ચારે ખૂણે વાસણ અફાડવાની મતલબ ચારો દિશા બતલાવી, કિરતારની અને કુદરતની ચોમેરની હાજરી દશાવવાની છે; અને અશો માણસને આયન્દે કિરતાર તર્ફથી ચોમેરથી અને હર બ્હાને મળતી ગબી પનાહ અને મદદનો ખ્યાલ આપે છે.

---

## ભાગ ૪ થો :—પરચુરણ.

ધર્મ, ધર્મક્રિયા, અને હાલ થએલી જશનની ક્રિયાની ટુંક સમજુત પુરી થઈ છે; હવે એકુએ પરચુરણ બાબતો જે અત્રે રજુ થઈ છે તે ઉપર ખુલાસા કરવાની રજા લઉં છું.

---

**૯. તમારા કામથી તમો ઉપ્રાંત બીજાને પણ સુખ મલતું ન હોય તો તે કામ તદનજ નકામું છે.**

પહેલું, હમારા એક સરખા પોશાકનો રંગ સફેદજ રાખવાની મતલબ પવિત્રાઇ સુચવવાની છે એટલુંજ નહિ, પણ પવિત્રાઇ જાળવવાની પણ છે. સુફેદ કપડું અપવિત્ર થતાં વિલંબ લાગે છે, અને જ્યારે અપવિત્ર થાય છે ત્યારે તુરત પકડાઇ આવે છે. આજ કારણ સર સરજનો, નર્સો, નસાસાલારો વિગેરે સુફેદ કપડાં પહેરે છે. આટલું છતાં અત્રે ઉમેરવાની ઘણી અગત છે કે શું, કેટલાં અને કેવાં કપડાં પેહેરવાં, એ આપણી તનદરોસ્તી, સફાઇ સુઘડાઇ, સગવડ, લાંબા રીવાજ અને મઝલીસના તરીકાનું પરિણામ છે; અને એ સવાલને ધર્મ સાથે ભેળી નાખી તેનેજ ધર્મ તરીકે ઠોકી બેસાડવાનો નથી. ટુંકમાં, **પેહેરવેશ પોતે ધર્મ નથી.**

બીજું, હમો ચાર જણે જોતી એટલે ધર્મ–શિક્ષકો તરીકે અને આ ચાર જણે રાથ્વી એટલે બેહદીન ચેલાઓ તરીકે કામ કરેલું હતું. ધર્મ–ક્રિયા જાતે કરવા વગર, અથવા હાજર રહી તે એક ચીતે નિહાલ્યા વગર, તેમાંથી મળી શકતા ફાયદા હાંસલ કરવા મુશ્કેલ છે.

ત્રીજું, જશન છ છુટા છુટા ભાગોનું બનેલું હોવાથી દરેક ભાગ પાછળ અમો ખાસ થોભ્યા હતા.

ચોથું, ન્યાગાનોનાં નામ યાદ કરતી વખતે અશો જરથોસ્તનાં નામ પાછળ થોભવાની મતલબ એવી હતી કે તે ચુપકીદી દરમ્યાન ક્રિયા કરનારાઓ તેમજ જોનારાઓ પોત પોતાના ગુજરેલાંઓની યાદ મનમાં કરે. વળી એ સઘલાં નામોને અશો જરથોસ્તના કુટુંબ અને વડવાઓનાં નામો, પાદશાઓનાં નામો પહેલવાનોનાં નામો, અને ધર્મરક્ષકોનાં નામો, એમ જુદા જુદા વર્ગોમાં વહેંચી નાખેલાં હોવાથી દરેક વિભાગ પુરો થતાં હમો તે પાછળ થોભતા હતા.

**ધર્મક્રિયાઓમાં ગુજરેલાંઓની યાદ એમ નામ સાથે કરવાનો રિવાજ ઉત્તમ છે. પહેલું તો સંખ્યાબંધ બુઢા–બાળા અને ગરીબ–તવંગર અને પાદશાહ પહેલવાન વિગેરેની યાદ એમ એકજ ઠેકાણે નામવાર થતાં, એક દિવસ પોતાને પણ મરવુંજ છે, એ ખ્યાલ ક્રિયા કરનાર તેમજ જોનારનાં મનને સાબુત થાય છે; અને એવો ખ્યાલ એક વાર મગજમાં ઠામ પડતાંજ, દુનીઆઇ મોટાઈ કે એશઆરામ માટે**

૧૦. અસ્તીની પએદાયશ અને હદ વગરના જમાનાનો ખ્યાલ કરો, અને તેના સાથ પૃથ્વીના નજીવા વિસ્તારને અને માણસની લાંબામાં લાંબી જીંદગીના નજીવા વખતને સરખાવો.

**થતા ગુનાહની લાલચ મનમાંજ કચડાઇ જાય છે, દુનીઆઇ જંજાળોની ફીકર ચિંતા ટળી જાય છે, મોટાની ખુશામત અને નાનાનો તુચ્છકાર કરવાની બેવકુફાઇ માલમ પડી આવે છે: દુશ્મનોની ધાક ધમકી હાસ્યકારક દીસે છે; અને અશોઇની લડત મરતાં સુધી ચાલુ રાખવા ઉલટ અને ઉમંગ પેદા થાય છે.**

વળી એક મિત્ર કે બેશી કે ભાઇબંધ જેણે પોતાની હાડમંદ જીંદગી આપણી સાથે ગાળેલી, તે હ્યાંથી ગુજરી મિનોઇ જીંદગીમાં દાખલ થવા છતાં તેને ભુલી ન જતાં તેની યાદ કરવાથી આપણામાં એક જાતની **ઇમાનદારીનો** ગુણ ખીલે છે. યાદ રાખવું કે રડીકુટીને કે હરકોઇ જાતનો જુઠો સાચો શોક પાળીને કે ખુદાનાં કામ યા કુદરતના કાનુન સામે એવીજ બીજી ફોકટ ફરિયાદ ઉઠાવીને ઇમાનદારીનો આ ગુણ આપણે ખીલવતા નથી. અને તેમ ખીલવી શકીએ પણ નહિ;–પણ ગુજરેલાંની ફકત સાચાં દિલથી યાદ કરીને આપણે તે ગુણ ખીલવીએ છીએ.

પણ એટલુંજ નથી; એક વાર આપણે દીઠેલાં પણ હવે અનદિથ થયલાં ગુજરેલાંઓની યાદ આવા ગંભીર અને પવિત્ર સંજોગ વચ્ચે થવાથી આપણું ધ્યાન **અનદિથ** ઈશ્વર તરફ વધુ ખેંચાતું આપણને માલમ પડે છે.

વળી ગુજરેલાંઓનાં નામ સાથ તેઓનાં કામોની યાદ પણ મનમાં આવતાં, બદી તજી નેકી અખત્યાર કરવાનું મન થાય છે. ફરોહરોમાં ફકત અશો લોકોનાજ ફરોહરોની યાદ થતી હોવાથી, આપણે પણ અશો થઇ તેઓને ભેટવા અને તેઓની સફમાં બીરાજવા આતુર બનીએ છીએ.

પાંચમું, ધર્મ ક્રિયાઓની મતલબ આપણામાં પવિત્રાઇ અને સુખ ઉત્પન્ન કરવાની છે, અને કુદરતમાં બનતા ગાહમબાર, નવરૂઝ વિગેરે જેવા બનાવોની તક તેમજ અમુક માણસ કે માણસોની જીંદગીમાં બનતા જન્મ, પરણ, મરણ, આફત, ફતેહ, ખુશી ખુર્મી, વિગેરે જેવા નાના મોટા બનાવોની તક આવી ક્રિયાઓ કરવા માટે હાથ ધરવામાં આવે છે. આ છેલ્લે દર્શાવેલી તક હાથ ધરી આજની ધર્મ ક્રિયા કરી છે.

છઠ્ઠું અને છેલ્લું. આ આતશ અને પવિત્રાઇ સુચવતી સર્વ વસ્તુઓને પગ આગળ ન મુકતાં ઉંચે મુકવાની મતલબ સગવડ ઉપરાંત એ વસ્તુઓનો ઉંચો દરજ્જો જાળવવાની છે.

---

૧૮. નજીવા વખતના સુખસગવડ માટે પુશકળ લાંબા વખતની ખુશાલીનો ભોગ આપવો નહી.

તોપણ આ ઉપરથી એમ નથી સમજવાનું કે પવિત્રાઈ ઉત્પન્ન કરતી એ વસ્તુઓની હમોએ કદી પુજા કરી છે. ઘણીક વખત બેખબર લોકો જરથોસ્તીઓને **"આતશના પુજારી"** સમજે છે, પણ જરથોસ્તીઓ આતશના નહિ પણ એકજ ઇશ્વરના પુંજારી છે તેની સંખ્યાબંધ સહાદતોમાંથી "હફ્તન યશ્ત" નામની બંદગીમાંથી લીધેલા થોડાક બોલજ અતરે પુરતા થશે :—

"અયે સઉથી વૃદ્ધિ કરનાર મિનો અહુર મજદ (ઇશ્વર), આ આતશની મારફત સઉથી પહેલાં હમો તને પહોંચીએ છીએ. જેને ગળીચી લાગેલી હોય છે તે ગળીચીને અએ આતશ, તું લઇ લે છે............... અએ આતશ, હોરમજદની તું **એક નિશાન** છે..............અયે હોરમજદ રૂડા મન મારફતે, **ભલી અશોઇ** મારફતે, **ભલાં ડહાપણ ભર્યાં કામો અને સખુનો** મારફતે હમે તને પહોંચીએ છીએ. **અએ ઇશ્વર, તને હમો નમીએ છીએ, હમો તારા કરજદાર છઇએ. તમામ નેક વિચાર, નેક સખુન અને નેક કામોથી હમે તારી નજદીક પહોંચાએ છીએ."**

પણ ફકત આતશનાજ નહિ પણ પવિત્રાઈ સુચવતી અને ઉત્પન્ન કરતી ઇશ્વરની તમામ પેદાએશના-જેવા કે હવા, પાણી, સૂર્યની રોશની વિગેરે-ના ફાયદા આપણે સ્વિકારીએ છીએ, અને તેઓને પવિત્ર રાખયે છેએ; પણ તેથી કાંઈ આપણે "હવાના પુંજારી," "પાણીના પુંજારી," વિગેરે ઠડતા નથી.

H. D. M.





## બાઇ હીરાંબાઇ જમશેદજી પીતીત

જન્મઃ—તા૦ ૧૦-૧૦-૧૮૫૭ મરણઃ—તા૦ ૧૬-૧-૧૯૨૭

જેવણે પુષ્કળ બક્ષેશો ઑર્ફનેજને કર્યા ઉપ્રાંત, ઑર્ફનેજમાં ધર્મ અને નિતી-જ્ઞાન માટે મોટી સ્કોલરશીપ સ્થાપી છે.

# ઑફ઼ેનેજના મકાનો ઉપર દૂવા.

## ( દહમાનના આફ્રીનગાન ઉપરથી )

સૃષ્ટિ સરજનાર, અર્જી સમજ આ, રેડી દે આશિષ કુવ તારા;
દ્રષ્ટી રાખ વસનાર બાળ પર હમેશાં, રાખી દુઃખથી તેમને નીરાળા.
દહમયજદને,[1] સાથી બનાવી અશિશવંઘ[2] સાથ, મેળ આ મકાનમાં;
તમામ ફરજંદને કૌવત પુર આપી, અંજુમન કર બલવાન સ-કામમાં.
—સૃષ્ટિ સરજનાર--૧

અશોઇ[3]ના કાયદા, કરી પુર ફાયદા, મારે કુલ દુઃખ ટંટા હરદમ ત્યાં!
અશોઇજ સાથ જોડી દે રે હમેશાં ઘરબાર જરથોસ્તી આ આલમના!
--સૃષ્ટિ સરજનાર--૨

માણુક સુત નૌશીર[4] પીટીટ જેવા વીર[5] પેદા કર, લેવા આવીજ નામના;
જમશેદ[6]ના રૂહુની યાદ કરાવી તેને આપ શાન્તિ સ્વર્ગ-ધામમાં.
--સૃષ્ટિ સરજનાર--૩

મુલ્કો પાલનહાર, શહેરે મુબઇમાં સમજ અનજુમનનો[7] આવાજ આ;
લાંબી પુર માની નાની આ કહાણી,[8] શાન્તિ, શાન્તિ હવે કર જેહાનમાં.[9]
--સૃષ્ટિ સરજનાર--૪

H. D. M.

---

૧ દહમ યઝદને મકાનો ઉપરના મવક્કલ ફિરસ્તા તરીકે ગણી, મકાનોના સંબંધમાં હમેશ એની આરાધના કરવામાં આવે છે. દહમાનનું આફ્રગાન, જે યજસ્નેના ૬૦માં હાનો એક ભાગ છે, તેમા દોઆઓ ગુજારી છે કે, "આ મકાનમાં અશોઇ, તંદોરોસ્તી, આબાદી, દોલત, સલાહ સંપજ, સખાવત, જાતી અક્કલના ફરજંદ, અશિશવંઘની લાંબી દોસ્તી વિગેરે વિગેરે બક્ષેસો જીઆદે થાઓ!"

૨ અશિશવંઘ, સુખ, ( મીનોઇ ) દોલત વિગેરે ઉપર મવક્કલ નારી ફિરસ્તો.

૩ અશોઇ, અષ અથવા અષેમ એટલે ( તન, અને મનની ) પવિત્રાઇ. જરથોસ્તી ધર્મનો પાયો અશોઇ ઉપર રચાયલો છે અને "અષેમ વોહૂ" ના કલામની બાબજ તારીફ કરી, અષને પરવરદેગાર તર્ફની સર્વોત્તમ બક્ષેસ ગણેલી છે.

૪ માણુક સુત નૌશીર, એટલે માણુકનો બેટો નૌશેર જેવણે ઑફ઼ેનેજ સ્થાપી.

૫ વીર, (સખાવતે) બહાદુર પુરૂષ.

૬ બહેસ્તનશીન શેઠ જમશેદજી નસરવાનજી પીટીટ જેવણની યાદમાં ઑફ઼ેનેજ સ્થપાઇ.

૭ જરથોસ્તી અનજુમન, જેની ફરમાયશથી મુંબઇ શેહેરમાં જશન થયું.

૮ કહાણી, એટલે કાંઇપણ ચીજ 'કહેલી' હોય તે; વાત; ઉપર કહેલી વિગત.

૯ શહેર અને મુલ્કનીજ નહિ પણ દુન્યાની સુલેહ.

# ZOROASTRIAN ANTHEM.

**(Translation of the concluding portion of every 'Aferghan' prayer).**




(Air—"God Save Our Gracious King.")

God, source of light and love,
Lord of treasures above,
Hear our Anthem.

Still more valiant courage,
Still more brilliant success,
Still more majestic pomp,
God send our King.

II.

For his rule over us
And our homage pious
Ever we pray.

Health, long life and reign,
Valour, victory, fame,
Ascendancy in our wars,
God send our King.

III.

May he knock down in dust
Foes wicked and unjust,
That side wrong cause.
Conquest in all his wars,
Conquest of evil force,
Conquest of jealous foes,
God send our King.

IV.

May his thought, word and deed
Be based on Purity—
Never ceasing.

And as reward,—full health,
Strength, wisdom and success,
Joy in his inner self,
God send our King.

V.

O King, live, and live long
Live and right all our wrong,
Save us from harm.

Life to root out evil,
Life to protect the weak,
Life that leads close to Thee,
God send our King.

H. D. M.

# ‘નશરવાનજી-ડે.’

(તા૦ ૧૦ મી માર્ચ ૧૯૩૦.)

## ‘બાજ જમવાની’

ના

તરજુમો.

---

### મોનાજાત.

સાહેબ ખુદા, ગુનાહ માફ કરનાર,
લખ્ખો નેઆમતોના બક્ષનાર, ૧
મુફત માહેતાબ, રોશન આફતાબ દેનાર,
બારીક સેતારાથી આસમાન ભરનાર, ૨
રજક, અનાજ, પાણી સૌને દેનાર;
કદરદાન, ’ને કુળ જેહાન પર પ્યાર રાખનાર, ૩
મુબારક તુંજ નામ સાથ કર્યે તમામ;
મુબારક તુંજ યાદને સદા દઇએ માન. ૪

H. D. M.

## હમારી ‘ નશરવાનજી-ડે ’ પંચ

ના

## પાંચ કાનુનો.

૧. ‘ નશરવાનજી-ડે ’ સ્થાપકના જન્મ દીન તરીકે રમી જમીને ધામધૂમથી પાળવો અને જાહેર કરવો.

૨. એ દીવસના ખાસ જશન અને મેલાવડા કરી, બને એટલા વધુ લોકને સ્થાપકના ખાતાં મધેના ચાલુ સુધારા-વધારામાં બને એટલો વધુ રસ લેતા કરવા.

૩. માણુસમાં, અને આખી કુદરતમાંજ, જે ભલું છે તેનીજ શોધમાં જતા રહી, સ્થાપકના પરમાર્થના ગુણની નકલ ગમે એટલા નાના પાયા ઉપર પણ કરતાજ રહેવું.

૪. “ પરમાર્થી નર કદી મરતોજ નથી,” એ ઉખ્યાનું ઉકલાવવું.

૫. કૉમના હૈયાંએ સ્થાપકને બક્ષેલા ૩૩ ખેતાબોનો અભ્યાસ કરવો.

H. D. M.

# જીવતી યાદ.



તન છોડી વતન પહોંતાં,-તરછોડી જાન, ને માલ;

પણ કૉમ જીગરે તો જીવતાં,-જીવતાંજ છો સદા કાલ.

H. D. M.





# હમારી રાતની બંદગી.

("પટેટ પશેમાની" ઉપરથી.)



## (OUR CLOSING HYMN.)



### હોરી.



**અરજ હમારી સમજ—ખુદાયા, તારા બંદાઓની અરજ આ સમજ**
**—અરજ હમારી સમજ.**

શાંન્તીમાં કર હવે હમને નિદ્રાવશ—(શાંન્તી હમેશ કર ખુદા)—
શાંતિમાં વિ.—
જગાડજે પરોઢીયેજ બસ,—હવે ખુદા, જગાડજે પરોઢીયેજ બસ.
ખુદાયા—તારા બંદા વિ.—૧

કસર જે થઇ હોય આજ કરવામાં ફરજ—(કસુર હજુર છે બેશક[૧])
—કસર જે થઇ.—
તે ક્ષમા કરવા છે આ અરજ—અરે ખુદા ક્ષમા કરવા છે આ અરજ.
ખુદાયા—તારા બંદા વિ.—૨

પતેત[૨] કરી ફરી આવવા અષ માર્ગપર[૩]—(પતેત આ કર્યં ખુદા,)—
પતેત કરી ફરી વિ.—
દેજે હાલ હમને મદદ—અરે ખુદા અષ'પર રહેવા કર મદદ.
ખુદાયા—તારા બંદા વિ.—

H. D. M.

૧. " માણુસ માત્ર ભુલને પાત્ર છે " તેથી ફર્જ બજાવવામાં કસુર (error of judgment) થાય પણ; પણ પોતે સુખી અને ફતેહમંદ થવા માટે માણુસ પોતાની જાહેર અને ખાનગી ચાલચલણુ ઉપર હંમેશ ધ્યાન આપતો રહી પોતાની કસુરો શોધી કાઢે છે, અને તેનો રોજ રોજ વધુ અને વધુ અટકાવ કરતો રહે છે. થયલી કસુરોનો ભવિષ્યમાં અટકાવ કરવાનો નીશ્ચય કયા વગર તે ક્ષમા થવા માટે બંદગી કરવી એ વખતની બરબાદી છે; અને ખુદાને, દુન્યાને અને આપણુને પોતાને ઠગવા માટે રચેલી બાજી સમાન છે.

૨. પેતેતનો અર્થ **પાછું ફરવું** એવો છે;—એટલે (ગુનાહથી) **પાછું ફરવું**;–એટલે (અકુદરતી માર્ગ ઉપરથી, કુદરતી માર્ગ ઉપર) **પાછું ફરવું**; એટલે (કુદરતે આપણુને આપેલા તન અને મનને, અને કુદરતે આપણુને માટે પએદા કરેલાં ઇન્શાન, પશુ, પક્ષી, જમીન, ઝાડપાન, હવા, પાણી, ગરમી અને રોશની જેવી પેએદાયશોનો બગાડ નહી કરતાં તેઓને પવિત્ર અને સુખી રાખી આપણે પોતે સુખી થવા માટેના જે કાયદાઓ છે તે કાયદા ઉપરથી ઉલટા ચાલ્યા હોયે તો તે ઉલટા માર્ગથી) **પાછું ફરવું**. ટુંકમાં, આપણા અંતર (inner-self) માં **પાછું ફરવું**. એ કાયદાઓ માટે જુઓ " આપણા મુદ્રાલેખની સમજ " અને " આપણા આરોગ્યતાના નીયમો."

૩. " અએવો પન્તાઓ યો અશેહ,
" વિસ્પે અન્યે શામ અપન્તામ "
એટલે **માર્ગ** માત્ર એકજ છે અને તે અષ (કુદરતી) માર્ગ છે. બીજા બધા માર્ગો ઉલટા માર્ગો છે.

H. D. M.



